॥ સનાતન પરમો ધર્મ ॥ શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજનું મુખપત્ર

પ્રચાર પ્રસાર જાગૃત ઉજાગર

સોસીયલ મિડીયા

# સનાતન ધર્મ પત્રિકા

નખત્રાણા-કચ્છ

Email : office@sanatandharmpatrika.com I Web : www.sanatandharmpatrika.com

● સં.૨૦૭૭● આસો વદ-છઠ ● તા.૨૭-૧૦-૨૧ ● બુધવાર SDP NO:556 પાનાં:૩ MOB.:+91 780187774,+91 7718977774 ankasantandharmpatrika@gmail.com



## શ્રી સમાજના મોવડી મંડળ ના હોદ્દેદારોની સુવિધા કેન્દ્ર,અમદાવાદ ની શુભેચ્છા મુલાકાત




શ્રી સમાજના મોવડી મંડળના હોદ્દેદારોની સુવિધા કેન્દ્ર ખાતે શુભેચ્છા મુલાકાત, જેમાં

- કેન્દ્રીય પ્રમુખશ્રી અબજીભાઈ કાનાણી,
- કેન્દ્રીય ઉપપ્રમુખશ્રી ભાણજીભાઈ પટેલ,કડોદરા,
- કેન્દ્રીય ઉપપ્રમુખશ્રી જયંતીભાઈ રામાણી,નરોડા,
- છગનભાઈ સાંખલા અંકલેશ્વર,ઉમા એજ્યુકેસન ટ્રસ્ટ
- કેન્દ્રીય મંત્રીશ્રી મોહનભાઈ ધોળું,પેટલાદ,
- અમદાવાદ ઝોન ઉપપ્રમુખશ્રી મગનભાઈ આર.પટેલ
- અમદાવાદ ઝોન ઉપપ્રમુખશ્રી મગનભાઈ આર.પટેલ

અમદાવાદ ઝોન ઉપપ્રમુખશ્રીમણીભાઈ લીંબાણી, અમદાવાદ મોવડી મંડળ સાથે સ્થાનિક અને શ્રીસમાજ ઝોનના સભ્યો પણ હતા. જવાબદારીના ભાગરૂપે તેઓશ્રીએ ઓફીસની ઉડતી મુલાકાત લઈ, ઓફીસનો વહીવટ અને જે કાર્યરત સ્ટાફ છે તેમને મળી ઔપચારિક ચર્ચાઓ કરી હતી. વિશેષ ચર્ચામાં ઓફીસના ફર્નિચર અને ગેલેરીને પેક કરી આગળના ભાગમાં શટર ફીટ કરવા સુધીની ચર્ચાઓ થઈ હતી.

ત્યાર બાદ ગુજરાત રાજ્યના મુખ્યમંત્રીશ્રી ભુપેન્દ્રભાઈ પટેલની સાથે શુભેચ્છા મુલાકાત માટે ગાંધીનગર રવાના થઇ ગયા હતા.



## ગુજરાતના મુખ્યમંત્રીશ્રી સાથે શ્રી સમાજના હોદ્દેદારોની શુભેચ્છા મુલાકાત



ગુજરાતરાજ્યના મુખ્યમંત્રીશ્રી ભુપેન્દ્રભાઈ પટેલ સાથે શ્રી સમાજ ના હોદ્દેદારોએ આજે તા ૨૬.૧૦.૨૧ ને મંગળવારે ગાંધીનગર સ્વર્ણિમ સંકુલ ખાતે મુખ્યમંત્રીશ્રી ની રૂબરૂમુલાકાત લઇ સમગ્ર જ્ઞાતિ વતી પ્રમુખશ્રી અબજીભાઈ કાનાણીએ કચ્છી શાલ ઓઢાડી મુખ્યમંત્રીશ્રી નું સ્વાગત અભિવાદન કરી શુભેચ્છા પાઠવી હતી. ત્યારબાદ સમાજના કેટલાક પડતર પ્રશ્નો અંગે મુખ્યમંત્રીને રજૂઆત કરવામાં આવી હતી જેનો સકારાત્મક પ્રતિસાદ મુખ્યમંત્રી તરફથી મળ્યો હતો ખાસ કરીને આપણા કચ્છ વિદ્યા પ્રતિષ્ઠાન દ્વારા સંચાલિત કોલેજ ની ગ્રાન્ટ અંગે રજૂઆત કરવામાં આવી હતી જેનો ત્વરિત ઉકેલ લાવવા મુખ્યમંત્રીશ્રીએ ખાતરી આપી હતી.

સમાજના રાજકીય યુવા ઉત્સાહી કાર્યકર શ્રી જયંતીભાઈ પોકાર તલોદ ના માધ્યમથી ગોઠવાયેલી આ શુભેચ્છા મુલાકાત માં આપણે કેન્દ્રિય સમાજના પ્રમુખશ્રી અબજીભાઈ કાનાણી ની સાથે ઉપપ્રમુખ શ્રી ભાણજીભાઈ પોકાર કડોદરા. ઉપપ્રમુખ શ્રી જેન્તીભાઈ લાકડાવાળા અમદાવાદ, મંત્રીશ્રી ડૉ.અશોકભાઈ ભાવાણી ધનસુરા.મંત્રીશ્રી મોહનભાઈ ધોળુ પેટલાદ. ઉમા એજ્યુકેશન એન્ડ ચેરીટેબલ ટ્રસ્ટના શ્રી છગનભાઈ પટેલ અંકલેશ્વર. ધનસુરા

સનાતન સમાજના પ્રમુખશ્રી જગદીશભાઈ વાસાણી. શ્રી ભાઈલાલભાઈ સુરાણી વડાગામ અરવલ્લી ઝોન સમાજના પ્રમુખ શ્રી અમૃતભાઈ રામાણી. અમદાવાદ ઝોન સમાજના પ્રમુખ શ્રી સી.એ આર. એન. પટેલ,ઉપપ્રમુખ શ્રી મગનભાઈ ધોળું. ઉપપ્રમુખશ્રી મણીભાઈ પટેલ અમદાવાદ સાબર ઝોન ના પૂર્વ પ્રમુખ શ્રી શાંતિભાઇ નાકરાણી વગેરે સામાજિક અગ્રણીઓ આ પ્રસંગે ઉપસ્થિત રહ્યા હતા.



## શ્રી ઘાટકોપર અ.ભ.ક.ક.પા. સનાતન સમાજ, મુંબઈ આયોજિત પાટીદારવાડીમાં - સમાજના મંત્રી મહેન્દ્રભાઈ સેંઘાણી.

## Health check-up camp અને બ્લડ કલેકશન સેન્ટર

જિંદગી માટે એવું કહેવાયું છે કે પરોપકાર માટે અને આપણી સમાજ માટે આપણે જ્યારે કોઈ પણ કાર્ય કરીએ છીએ,એ એક કર્તવ્ય ના ભાગમાં સમાજ સેવા છે. આવી ભાવના સાથે અત્યારના સમયને ધ્યાનમાં રાખી ઘાટકોપર શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ, મુંબઈ હર હંમેશ નિત નવા પ્રોગ્રામો દ્વારા સમાજની એકતા ને સંગઠિત કરી વિકાસ ની કેડી પર ચાલી જ રહી છે,

સમાજમાં રહેતા બુદ્ધિજીવી વર્ગ પોતાના ભાગ માં આવતી કામગીરી માં આગળ આવી સમાજ ઉપયોગી કાર્ય કરે છે, અત્યારના મહાકાળ માં કેન્સર રોગ વકરી રહ્યો છે ત્યારે મુંબઇ સ્થિત રેડ સ્વસ્તિક સોસાયટી ના સહયોગથી મુંબઈ ટ્રસ્ટ ફંડ દ્વારા ઘાટકોપર પાટીદાર વાડી ખાતે કેન્સર ડિટેકશન કેમ્પના આયોજન સાથે ઓર્થોપેડિક વિષયક, ડેન્ટલ(દાંતની સંભાળ અને તપાસ) અને જનરલ કેમ્પનું સફળ આયોજન તારીખ ૨૪ ઓક્ટોબર ૨૦૨૧ ના કરવામાં આવ્યું.

આ કેમ્પમાં ૮૨ વ્યક્તિઓએ ભાગ લઇ તપાસ સાથે જરૂરી માહિતી મેળવી સજાગ બન્યા. આ કેમ્પમાં વિષયવસ્તુ પર માહિતી અને તપાસ આપણી સમાજ નાતજજ્ઞ ડૉકટરો જેમાં ડૉ. ચિંતન હરિભાઈ ભગત (ઓથોપેડીક), ડૉ. કૃતિકા ચિંતનભાઈ ભગત, ગૌરવ ધીરજભાઈ લીંબાણી(M.S.) Oncologist Surgeon કેન્સર સ્પેશ્યાલિસ્ટ, ડેન્ટલમાં ડોક્ટર ઉવેશી મિતેશભાઇ સેંઘાણી એ પોતાની ફરજ સમજી પોતાની સમાજ માટે કાર્યરત રહ્યા હતા.

એમની સાથે જ જરૂરી અન્ય તપાસ માટે સમાજ સિવાયના કાન નાક અને ગળાના ડોક્ટર, ઓન્કોલોજી ગાયનોકોલોજીસ્ટ ડોક્ટરો અને તેમની સાથે શાંતિ નર્સિંગ હોમ નો પૂરો સ્ટાફ પૂરા દિવસ દરમિયાન સેવા આપી હતી.

આવા શુભ કાર્યની શરૂઆત પણ સમાજના નેજા હેઠળ શુભ શરૂઆત કુળદેવી શ્રી ઉમિયા મા અને આરાધ્ય દેવ ભગવાન શ્રી લક્ષ્મીનારાયણ સમક્ષ દીપ પ્રાગટ્ય સમાજના મુખ્ય વ્યક્તિઓ તેમજ આવનાર મેડીકોઝ ગૃપે સહકાર આપી, અજવાસ પાથરી કાર્ય ની શુભ શરૂઆત કરી હતી. ઘાટકોપર સમાજના મંત્રી મહેન્દ્રભાઈ સેંઘાણી દ્વારા Health chekap કેમ્પ ની પ્રાસ્તાવિકતા રજૂ કરી કેમ્પ નો ઉદ્દેશ સમજાવ્યો હતો.

---

શ્રી કચ્છી કડવા પાટીદાર જ્ઞાતિ ટ્રસ્ટ ફંડ મુંબઈ તરફથી ઘાટકોપર પાટીદાર વાડી માં બ્લડ કલેક્શન સેન્ટર આજ તારીખ ૨૫.૧૦.૨૦૨૧ ના શરૂ કરવામાં આવ્યું.

કિડની, મૂત્રાવાહિની, મૂત્રાશય અનેમૂત્રાનલિકા મૂત્રમાર્ગ બનાવે છે. જેમાં બેક્ટેરિયા કે વિષાણુ દ્વારા લાગતા ચેપને મૂત્રમાર્ગનો ચેપ(એટલે કે Urinary Tract Infection અથવાUTI) કહે છે.

શરીરમાં થતા વિવિધ પ્રકાના ચેપ માં મૂત્રમાર્ગ નો ચેપ બીજા નંબરે આવતો ચેપ છે. એટલે કે મૂત્રમાર્ગ ના ચેપ ની તકલીફ થાય તેવા દર્દીઓ ની સંખ્યા ખુબજ મોટી છે. માટે પેશાબ નો ટેસ્ટ કરાવવો જરૂરી છે.



બ્લડયુરિયા લેબોરેટોરી ટેસ્ટશા માટે પરીક્ષણ કરવામાં આવે છે?

કિડનીના આરોગ્યનું મૂલ્યાંકન કરવા માટે;

કિડની ના રોગો નું નિદાન કરવા માટે;

ડાયાલિસિસની અને અન્ય કિડની રોગ સંબંધિત અન્ય સારવારોની અસરકારકતા ચકાસવા અને નિરીક્ષણ કરવા માટે બ્લડ નો ટેસ્ટ કરાવવો જરૂરી છે.આશીર્વાદ લેબ સાથે ટાઈપ કરી અને અહીં બ્લડમાં ૪૦ થી ૫૦ટકા ડિસ્કાઉન્ટમાં બ્લડ નું પેશાબનું ટેસ્ટિંગ કરી દેવામાં આવશે અને આ ટેસ્ટિંગ માટે સર્વ માનવ માટે ખુલ્લું રહેશે.

આ સેવા ઘાટકોપર પાટીદાર વાડી માં બધી જ્ઞાતિ માટે છે. સોમવારથી શનિવાર સવારે ૮:૦૦ વાગ્યા થી બપોરના ૨:૦૦ વાગ્યા સુધી અને તેમનો રિપોર્ટ સાંજે ૬:૪૬ વાગ્યે ઘાટકોપર પાટીદાર વાડી માંથી મેળવવાનો રહેશે.

ઉદ્દઘાટનમાં હાજર રહેલ જ્ઞાતિ ટ્રસ્ટ ના ચેરમેન અરુણ ભાઈ નાકરાણી, વાઇસ ચેરમેન ચંદુલાલ વાલજી માકાણી મેનેજીંગ ટ્રસ્ટી છગનભાઈ રામજીયાણી, ટ્રસ્ટી મહેન્દ્ર જીવરાજ સેંઘાણી, ભીમજી દેવજી ચૌહાણ અને યુવા સંઘના નવા વરાયેલા પ્રમુખ હિતેશભાઈ રામજીયાણી, મુંબઈ રિજિયનના પ્રમુખ હસમુખભાઈ રામજીયાણી, મુંબઈ મહિલા મંડળના દક્ષાબેન મેઘાણી અને આશીર્વાદ લેબના માલિક ડૉ. તુષાર દેસાઈ, ડૉ રંજનબેન કોઠારી, પ્રીતિબેન દેસાઈ અને અન્ય સમાજના અગ્રણીઓ ની હાજરીમાં કલેક્શન સેન્ટર ની શરૂઆત કરવામાં આવી







## ગુજરાતના મુખ્યમંત્રીશ્રી સાથે શ્રી ગુજરાત ટિમ્બર મચેનટસ ફેડરેશન ના હોદ્દેદારો,

ભા.જ.પ.કર્ણાવતી મહાનગર મહિલા મોર્ચો ના હોદ્દેદાર ડૉ. ચંદ્દાબેન ભાવાણીની શુભેચ્છા મુલાકાત મા.મુખ્ય મંત્રીશ્રી ભુપેનદ્રભાઈ પટેલ ની મુલાકાત ના દોર માં ગુજરાત ટિમ્બર મચેનટસ ફેડરેશન ના પ્રમુખ શ્રી બાબુભાઈ મનજીભાઈ માકાણી.અને સભ્યો .સાથે આ મુલાકાત મા યોગ્ય સમય ફાળવીનેસાથે રહ્યા ડૉ.ચંદ્દાબેન ભાવાણી(ભા.જ.પ.કર્ણાવતી મહાનગર મહિલા મોર્ચો ના મહામંત્રી).

## કચ્છ નો પ્રાણ પ્રશ્ન નર્મદા નીર બાબતે અવગત કરવા માનનીય મુખ્યમંત્રીશ્રી ને રૂબરૂ મુલાકાત કરી ધારદાર રજૂઆત કરવામાં આવી.



કચ્છ જિલ્લા નો વર્ષોથી ઝુલતો આવતો પ્રાણ પ્રશ્ન વધારાના નર્મદા નીર બાબતે ગુજરાત ના મુખ્ય મંત્રી ભુપેન્દ્ર ભાઇ પટેલ ને કચ્છ કિસાન કોંગ્રેસ પ્રવક્તા તરીકે મુલાકાત કરી આ બાબતે વિસ્તૃત ચર્ચા કરી માનનીય મુખ્યમંત્રીશ્રી ને આ બાબતે અવગત કરાવતા જણાવ્યું કે આજદિન સુધી કચ્છ ને વર્ષોથી કચ્છ ની જનતા ને ગુમરાહ કરવામાં આવી રહ્યું છે આપ પાટીદાર અને કિસાન પુત્ર છો આપ જાણો છો કે જળ વગર જમીન નું શું મહત્વ છે કચ્છની ભુમી એક સારામાં સારી કિસાનો ને આવક આપે તેવી ભુમી છે..

અમારા વડીલો અને અમારા વંશજો ને આ ભુમિ પ્રત્યે અપાર લાગણી અને પ્રેમ છે તે છતાં જળના અભાવે તેમને પોતાના ઘરબાર અને વ્યવહાર સાચવવા આ ભુમિ ને છોડવી પડી છે. કચ્છ નો માનવી આ ભુમિ ને છોડવા મજબૂર બન્યો છે આ ધરતીને લીલુડી કરવા અને કચ્છ ને કાશ્મીર જેવી ભુમિ બનાવવા નર્મદા નીર એક માત્ર વિકલ્પ છે.

કચ્છ માં પાણી ની ક્ષમતા વધુ પડતી ખારા પાણી તરફ જતી જાય છે પાણી તળ દિવસે ને દિવસે ઉંડા જતા જાય છે. અને કચ્છ નો ખેડૂત આજે વધુ પડતાં ખર્ચ માં દબાતો જાય છે આજે કિસાનો ને આવક કરતાં જાવક નો સ્ત્રોત વધતો જાય છે.કચ્છની ભુમિ રસાળ અને ફળદ્રુપ ભુમિ છે.

આ ભુમિ માં મગફળી, એરંડા,કપાસ,તલ જેવા ખરીફ જેવા પાકો તો થાય છે પરંતુ આ ભુમિ માં દાડમ, ખારેક,ડ્રેગન ફ્રૂટ,ચીકુ, સફરજન જેવા ફ્રૂટ પાકો પણ થાય છે અહીંની ભુમિ ને મીઠા પાણીના સ્ત્રોત મલે તો કાજુ પણ થઈ શકે તેવી શક્યતા ઓ છે

પરંતુ કિસાન મીઠા પાણીના અભાવે આ પાકો ધારે તે પ્રમાણમાં લઈ શકતો નથી. તદ્ઉપરાંત કચ્છ સરહદી વિસ્તાર ના કારણે અંતરીયાળ વિસ્તારમાં ગામડામાં પીવાના પાણી ના પણ આજે સાંસા છે.

કચ્છ ની જનતા અને કિસાનો ને આ બાબતે અત્યાર સુધી દરેક મુખ્યમંત્રી ના કાળમાં માત્રને માત્ર ઠાલા વચન અને વાયદાઓ સિવાય કશું જ નથી મલ્યું અત્યાર સુધી કામ રાપર ભચાઉ સુધી પહોંચવા પણ વીસ વીસ વર્ષ ના વાણા વિતી ગયાં છે.આપ પાટીદાર મુખ્યમંત્રી છો કિસાન પુત્ર છો અને પાટીદાર ને ગુજરાત માં વિકાસશીલ સમાજ માને છે

પાટીદાર નું નેતૃત્વ માં દરેક કામ જેમ કે ગામની, જિલ્લા તાલુકા ની કે રાજ્યોમાં કોઈ પણ સંસ્થા હોય કે સામાજિક અથવા ધાર્મિક કામ હોય તેનું સંચાલન અને નેતુત્વ હંમેશા સફળ અને દરેક સમાજ ને પ્રેરણાદાયી હોય તેવી છાપ પુરા વિશ્વમાં છે. આપ સાહેબશ્રી ને ગુજરાત ના મુખ્ય મંત્રી તરીકે તક મલી છે તો કચ્છ જિલ્લા ની જનતા અને કિસાનો માટે નર્મદા નીર આપના નેતૃત્વ માં કચ્છમાં પહોંચે અને કચ્છ ના ઇતિહાસ માં આપના નામે આ ભગીરથ કાર્ય થાય તો આવનારી અમારી પેઢી અને કચ્છ ની જનતા આપને વર્ષો સુધી યાદ કરશે. મને આશા અને વિશ્ર્વાસ છે કે આપ આ બાબતે પુરો રસ દાખવી આ ભગીરથ કાર્ય ને પુર્ણ કરશો.

આ સાથે માનનીય મુખ્યમંત્રીશ્રી એ મને વિશ્વાસ આપ્યો છે કે વહેલામાં વહેલી તકે આ કાર્ય પુરજોશમાં પુરું થાય તે ધ્યાનમાં રાખીશ. તે ઉપરાંત આ વર્ષે જે વરસાદ થી થયેલ નુકશાની બાબતે જે ખેડૂતો ને સહાય ગુજરાત સરકાર તરફથી અપાય છે તેમાં પણ કચ્છ જિલ્લા ને બાકાત રખાયો છે તો આ સહાય યોજના માં સત્વરે કિસાનો ની નુકશાનીનો સર્વે કરી કચ્છ જિલ્લા નો સમાવેશ આ યોજના માં કરવામાં આવે તેવી રજૂઆત પણ મેં કરી છે.

મા.મુખ્યમંત્રી ભુપેન્દ્ર ભાઇ પટેલ ની મુલાકાત ખુબ સરસ રહી અને તેમણે ખુબ સારી રીતે આવકાર પણ આપ્યો.

**યોગેશભાઈ પોકાર પ્રવક્તા, કચ્છ જિલ્લા કિસાન કોંગ્રેસ,ઝોન પ્રમુખ, કચ્છ પ્રદેશસર્વ સમાજ સેના**

## શ્રી પલુસ પાટીદાર સનાતન સમાજ ની નવાજૂની





તા.૧૯.૧૦.૨૦૨૧ના પલુસ પાટીદાર સનાતન સમાજની જનરલ સભા પ્રમુખશ્રી રતિલાલ લીંબાણીના અધ્યક્ષ સ્થાને રાખેલ હતી જેમા સંચાલન મહામંત્રી શ્રીશંકરલાલ દિવાણીએ કરેલ હતુ જેમા આમંત્રીત મહેમાન તરીકે સાંગલી જિલ્લા પ્રમુખ અને કારોબારી હોદેદારોને બોલાવેલ હતા.સૌ

પ્રથમ પલુસ પ્રમુખ શ્રીરતિલાલ લીંબાણી અને ઉપપ્રમુખ શ્રીમોહનલાલ છાભૈયા અને જિલ્લા સમાજના પ્રમુખ શ્રીનરશીભાઈ કાલરીયા.

ઝોન સમાજના માજી પ્રમુખ શ્રીરતિલાલ સાંખલા,ઉપપ્રમુખ. શ્રી અંબાલાલ પોકાર અને મહામંત્રી શ્રી કાન્તીભાઈ પોકાર ને સ્ટેજ ઉપર સ્થાન ગ્રહણ કરાવી મા ઉમીયા અને ભગવાન લક્ષ્મી નારાયણનુ પુજન કરી દિપ પ્રાગટ્ય કરવામાં આવ્યું ત્યારબાદ આવેલ જિલ્લા સમાજની નવ નિરમીત કારોબારીનાં હોદેદારોને પલુસ સમાજ વતી પુષ્ય ગુચ્છ અને સાલ ઓઢાડીને સનમાન કરવામાં આવ્યા ત્યારબાદ ખુલ્લો મંચ રાખેલ તેમા પલુસ સમાજના સભ્યો દ્વારા જિલ્લા સમાજ પાસે અપેક્ષીત પ્રશ્નો મૂકેલ હતા તેમાં ભાગેડુ લગ્ન અને સગપણ સમસ્યાનો ઉલ્લેખ ખાસ હતા તે શિવાય આપણા સમાજમાં ભાઈ ચારો અને સમાજની એકતા વધે એ માટે જીલ્લાનુ યુવક મંડળ અને મહિલા મંડળની સ્થાપના થવી જોઈએ અને જિલ્લાના વર્ષમાં બે થી ત્રણ એકત્રીત કાર્યક્રમ યોજાવા જોઈએ ત્યારબાદ જિલ્લા સમાજના પ્રમુખ નરસીભાઇ કાલરીયા ઉપપ્રમુખ અંબાલાલભાઈ પોકાર અને પહામંત્રી કાન્તીભાઈ પોકાર એ પલુસ સમાજના સભ્યોની માંગણીની નોંધ લીધી અને પ્રમુખ એ જણાવ્યું કે અમો તમારા બધા પ્રશ્નો ઉપર ધ્યાન આપી તમારી માગણી પુરી કરશુ તેમજ જિલ્લા પ્રમુખે સામાજીક અને ધંધાકીય માર્ગદર્શન આપી પલુસ સમાજને ધન્યવાદ આપતા કહ્યું કે પલુસ ની એકતા અને ઉમંગ જોતા અમોને ગણી જ ખુશી થાય છે.

ત્યારબાદ પલુસ સમાજના મંત્રી ઈશ્વરભાઈ છાભૈયાએ આભાર વ્યક્ત કરી સભા પુરી થઈ એવી જાહેરાત કરેલ

## મુખ્ય કાર્યાલય નખત્રાણા મુકામે "મહામંત્રીશ્રી સાથે શુભેચ્છા મુલાકાત"




વહીવટી ઓફીસ નખત્રાણા મુકામે 'મહામંત્રીશ્રી સાથે શુભેચ્છા મુલાકાર્ત

શ્રી અ ભા ક ક પા સમાજ ના મહામંત્રી શ્રી પુરુષોત્તમ ભાઇ ભગત દિવાળી પૂર્વે વહીવટી કામગીરી માટે મુખ્યાલય નખત્રાણા બોર્ડિંગ માં પધાર્યા હતા ત્યારે શ્રી સમાજ ના સ્થાનિક ના હોદ્દેદારો.કન્વીનર સાથેની શુભેચ્છા મુલાકાત માં મહામંત્રીશ્રી પુરષોત્તમભાઈ ભગત સાથે મંત્રીશ્રી વિનોદભાઈ ભગત. ખજાનચી શ્રી પ્રવીણભાઈ ધનાણી. સહ ખજાનચી શ્રી મણીલાલ માવાણી. પ્રભારી શ્રી દામજીભાઈ વાસાણી. સંચાલન સમિતિ ના કન્વિનરશ્રી ગોવિંદભાઈ ધોળુ વગેરે હાજર રહ્યા હતા...

**મુખ્ય કાર્યાલયથી. જય રામાણી.**

## શ્રી લક્ષ્મીનારાયણ પાટીદાર સમાજ રત્નાગીરી સમાજની વાર્ષિક જનરલ મિટિંગ અહેવાલ





મંત્રીશ્રી : હરેશભાઈ શાંતિભાઈ ચૌધરી

શ્રી લક્ષ્મીનારાયણ પાટીદાર સમાજ- રત્નાગીરી સમાજની વાર્ષિક જનરલ મિટિંગ, સ્થળ શ્રી પ્રગતિ ટાઈલ્સ એન્ડ મારબલ રત્નાગીરી ખાતે તા. ૨૩-૧૦-૨૦૨૧ ને શનિવાર રાત્રે ૯:૦૦ કલાકે શ્રી કમલેશ ખેતાભાઇ હળપાણી ના અધ્યક્ષ સ્થાને યોજવામાં આવેલ.

મિટીંગની શરૂઆત સમુહમાં શ્લોક બોલી કરવામાં આવેલ ત્યારબાદ મહામંત્રી શ્રીસુ રેશભાઈ પોકાર તથા મંત્રીશ્રી હરેશભાઈ ચૌધરી દ્વારા ઉપસ્થિત સમાજજનોનું સ્વાગત કરવામાં આવેલ.ત્યારબાદ સમાજના પ્રમુખશ્રી કમલેશભાઈએ પ્રસ્તાવના આપેલ

ત્યારબાદ ગત મિટિંગનો અહેવાલ મિનીટ્સ બુક દ્વારા શ્રી સહમંત્રી હિતેનભાઈ હળપાણીએ વાંચીસંભળાવેલ ત્યારબાદ ખજાનચીશ્રી હરેશભાઈ સાંખલાએ હિસાબ-કિતાબની રજૂઆત કરેલ. ત્યારબાદ ત્રણ વર્ષના કાર્યકાળ દરમ્યાન સમાજને અનુલક્ષીને સારા કાર્ય કર્યા બદલ વડીલો દ્વારા આશીર્વચન આપવામાં આવેલ. ત્યારબાદ ખુલ્લામંચમાં ઉપસ્થિત સમાજજનોએ પોતાના વિચારો-મંતવ્યો વ્યક્ત કરેલ.

મહિલા મંડળના પ્રમુખ શ્રીમતી મંજુલાબેન ભાવાણીના અધ્યક્ષ સ્થાનેથી શ્રી લક્ષ્મીનારાયણ પાટીદાર સમાજ મહિલા મંડળની મિટિંગનું આયોજન કરેલ. વર્તમાન બોડીનું વિસર્જન કરી નવી બોડીની નિમણુંક કરવામાં આવેલ.

ત્યારબાદ સમાજના પ્રમુખશ્રી કમલેશભાઈ હળપાણી દ્વારા ગત ત્રણ વર્ષના કાર્યકાળ દરમિયાન ૨૦૧૮-૨૦૨૧ નો અહેવાલ.સૌ સમાજજનો કહી સંભળાવેલ અને સર્વે સમાજજનો નો આભાર વ્યક્ત કરેલ ત્યારબાદ વર્તમાન ટીમ (કોર કમિટી)ને બરખાસ્ત કરેલ એમ જાહેર કરેલ જે આપણી સમાજના સલાહકાર વડીલો જે આગળની હરોળમાં બેઠા હતાં એમને મંચ ઉપર સ્થાન આપેલ.અને નવી બોડીનું ગઠન કરવા માટે સલાહકાર વડીલો મારફત નામોનું સુચન કરવામાં આવેલ.વડીલોએ સુચવેલ નાર્મને વડીલોનું માન રાખી પોતાના પદને સ્વીકારેલ

**શ્રી લક્ષ્મીનારાયણ પાટીદાર સમાજના હોદ્દેદારો**

- પ્રમુખશ્રી :કમલેશભાઈ ખેતાભાઈ હળપાણી
- ઉપપ્રમુખશ્રી :હસમુખ શાંતિભાઈ ચૌધરી
- મહામંત્રીશ્રી:સુરેશભાઈ પ્રેમજી પોકાર
- મંત્રીશ્રી:હરેશભાઈ શાંતિભાઈ ચૌધરી
- સહમંત્રીશ્રી:હિતેન ખેતાભાઇ
- હળપાણીખજાનચીશ્રી :હરેશભાઈ પોકાર
- સહખજાનચીશ્રી:હસમુખભાઈવાઘડિયા
- ખજાનચીશ્રી :હરેશભાઈ પોકાર
- સહખજાનચીશ્રી:હસમુખભાઈવાઘડિયા
- ઓડીટર પ્રફુલભાઈ લીંબાણી
- સહઓડીટર:મનોજભાઈ આંણદાણી
- PRO:તરુણભાઈ માનાણી
- **મહિલા મંડળની કારોબારી ટીમ**
- પ્રમુખ શ્રીમતી:-જયાબેન
- સાંખલાઉપપ્રમુખ શ્રીમતી:-શાંતાબેન લીંબાણી
- ભૂતપૂર્વ પ્રમુખ શ્રીમતી:-મંજુલાબેન ભાવાણી
- મહામંત્રી શ્રીમતી:-રુક્ષ્મણીબેન ચૌધરી
- મંત્રી શ્રીમતી:-લીલાબેન લીંબાણી
- ખજાનચી શ્રીમતી:-ભક્તિ લીંબાણી
- સહખજાનચી શ્રીમતી:-કમળાબેન ચૌધરી
- ઓડિટર શ્રીમતી:-લક્ષ્મીબેન નાકરાણી
- સહઓડિટર શ્રીમતી:-ભગવતીબેન ચૌધરી
- નવા વરાયેલ પ્રમુખશ્રી કમલેશભાઈ ખેતાભાઇ હળપાણીએ સૌનો આભાર વ્યક્ત કરેલ તેમને સોપાયેલ જવાબદારી પૂર્ણ નિષ્ટા પૂર્વક નિભાવીશું એવું જણાવેલ અને સમાજ દ્વારા નિમાયેલ વર્તમાન કારોબારીએ સૌ સમાજજનો સાથે મળીને સમાજના વિકાસ માટે કામ કરતા રહીશું. એવા સૂર સાથે સભા ના અંતે સૌનો આભાર માન્યો અને યુવા મંડળ દ્વારા અલ્પાહાર સાથે ચા-નાસ્તા નું સુંદર આયોજન કરેલ તેને ન્યાય આપી સૌ છુટા પડ્યા.

## અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવાસંઘ પૂર્વ કચ્છ રીજીયન માંડવી ડિવિઝનની કારોબારી મીટીંગ



અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવાસંઘ પૂર્વ કચ્છ રીજીયન માંડવી ડિવિઝનની કારોબારી મીટીંગ નો સંક્ષિપ્ત અહેવાલ

પૂર્વ કચ્છ રીજીયન માંડવી ડિવિઝનની પ્રથમ કારોબારી મીટીંગ તારીખ:૨૫.૧૦.૨૦૨૧ રવિવારના રોજ ત્રણ વાગે કન્યા છાત્રાલય માંડવી ખાતે મળેલ.

માંડવી ડિવિઝન ના મંત્રીશ્રી પિયુષભાઈ લિંબાણી એ શ્રી લક્ષ્મીનારાયણ ભગવાન અને માં ઉમિયા ના જયઘોષ સાથે મીટીંગ ની શરૂઆત કરેલ તેમજ આવેલ સૌ હોદ્દેદારશ્રીઓ તેમજ કારોબારી સભ્યોને આવકારેલ તેમજ સ્થાન ગ્રહણ કરાવેલ.

માંડવી ડિવિઝન ના ઉપપ્રમુખ શ્રી મુકેશભાઈ વાસાણી એ આવેલ સૌ સભ્યોનું શાબ્દિક સ્વાગત કરેલ. આવેલ સૌ સભ્યોએ પોતાનો વિસ્તૃત પરિચય આપેલ. ત્યારબાદ માંડવી ડિવિઝન ની થીમ લીડરની વરણી કરવામાં આવેલ અને સૌ કારોબારી સભ્યોને યુવાસંઘ ની થીમ વિશે માહિત પૂર્વ કચ્છ રીજીયનમાં થીમ લીડર ની પસંદગી થયેલ સભ્યો તેમજ સેન્ટ્રલની ટીમમાં પસંદગી થયેલ સૌ સભ્યોને તાળીઓના ગડગડાટથી વધાવી લેવામાં આવેલ.

ગાર કરીને જવાબદારી સોંપવામાં આવેલ.વેબકોમ PDO અશોકભાઈ સેંઘાણી એ YSK ના એપ્લિકેશન વિશે વિસ્તૃત માહિતી આપેલ તેમજ ભાવેશભાઈ માવાણી એ YSK ના બંધારણ વિશે આવેલ સૌ સભ્યો ને માહિતગાર કરેલ. મુક્ત મંતવ્ય માં કારોબારી સભ્યો ના YSK અંગે ના પ્રશ્નોતરીની ચર્ચા નો વિસ્તૃત જવાબ પૂર્વ કચ્છ રીજિયન ના મહામંત્રીશ્રી રમેશભાઈ રામાણી આપેલ.

પૂર્વ કચ્છ રિજિયન ના મિશન ચેરમેનશ્રી અશોકભાઈ ઠકરાણીએ સૌ થીમ લીડર ને શુભેચ્છા પાઠવેલ તેમજ આગામી સમયમાં યોજનાર કાર્યો અંગે માહિતગાર કરેલ. માંડવી ડિવિઝનના પ્રમુખશ્રી મનોજભાઈ દડગાએ પ્રમુખસ્થાનેથી ઉદબોધન માં સૌ સભ્યોને ની દરેક મિટિંગ માં સમયસર તેમજ અચૂક હાજરી આપવા માટે ની ટકોર કરેલ.

સમગ્ર મિટિંગ નું સંચાલન માંડવી ડિવિઝન ના મંત્રીશ્રી પિયુષભાઈ લિંબાણી એ કરેલ તેમજ મિટિંગની આભારવિધિ ઈશ્વરભાઇ દડગા એ કરેલ.

## સંસ્કાર ધામ ધર્મ પ્રચાર સમિતિ દ્વારા 25 મી સત્સંગસભા



ઉમિયા નગર ખાતે ધર્મ પ્રચાર સમિતિ દ્વારા સત્સંગસભાનું આયોજન સમિતિ કન્વીનર રવિલાલભાઈ વાલાણીના માર્ગદર્શન હેઠળ યોજવામાં આવ્યું. તેમાં કેન્દ્રિય સમાજના સહખજાનચી મણિલાલભાઈ માવાણી ઉમિયા માતાજી સંસ્થા મહામંત્રી બાબુભાઇ ચોપડા માંડવી ઝોન પ્રમુખ કાંતિભાઈ અમૃતિયા તેમજ ધર્મ પ્રચાર સમિતિના તમામ સભ્યો હાજર રહ્યા.

ભજનિક રાજુભાઇ રામાણી, સરલાબેન રામાણી, બાબુભાઇ બાથાણી, મહેન્દ્રભાઈ છાભૈયા, બાબુભાઇ વેલાણી,લવજીભાઇ પોકાર તેમજ તબલા ઉપર ખુશકુમાર – વેસલપર બેન્જો ઉપર દિનેશભાઇ ગોરાણીએ સંગીતની રમઝટ બોલાવી.

ધીરુભાઈ ભગતે વેદ અને ભાગવત ગીતા ઉપર ચિંતનિકા આપેલ અને સંસ્કાર ધામની ગતિવિધિ કન્વીનર રવીલાલભાઈ વાલાણીએ જણાવેલ તેમજ કેન્દ્રિય સમાજનો અહેવાલ ઝોન પ્રમુખ કાંતિભાઈ અમૃતિયાએ આપેલ.

દેવપુર ઉમિયા નગર પાટીદારોની વસ્તી ખોબા જેટલી કહી સકાય પણ ઉત્સાહથી ભરેલા મન હોય તો પ્રસંગ દીપી ઊઠે મન હોય તો માળવે જવાય સંજોગ આવો બન્યો કે ધર્મ પ્રચાર સમિતિની આ સત્સંગ સભા ૨૫ મી સભાને કારણે રજતજયંતી જેવો ઉત્સાહ જોવા મળ્યો આ સભામાં વેસલપર,વડવા,વરઝડી,મોમયમોરા તથા માંડવી કંઠીપટમાથી ભજનપ્રેમી હરિ ભક્તો આવેલ હતા તેથી સ્થાનીક ગામજનો નો ઉત્સાહમા વધારો થયેલ ઉમિયા નગર પાટીદાર સનાતન સમાજના પ્રમુખ સોમજીભાઇ રામાણીએ આવેલ મહેમાનોને શબ્દોથી સ્વાગત કર્યો.

જેન્તિભાઈ પોકારએ ધર્મ પ્રચાર સમિતિનો આભાર માનેલ કે અમારા નાના ગામનું આમંત્રણ સ્વીકારી આ ૨૫ મી સત્સંગસભાનો લાભ આપ્યો અને બહારગામથી પધારેલ હરિ ભક્તોનો ઋણ સ્વીકારેલ યુવકમંડળના મંત્રી નિતિનભાઈ રામાણીએ આભાર દર્શન કરી સભાને વિરામ આપ્યો.

સંયોજક:ડાયાલાલભાઈ માવાણી,વરઝડી દેવપર(ગઢ)તા.માંડવી.

## ભાવભીની શ્રદ્ધાંજલિ - સનાતન ધર્મ પત્રિકા



તારીખ:૨૫.૧૦.૨૦૨૧ સોમવાર
સ્વ.જયાબેન નાનજીભાઈ ભાદાણી
ઉંમર:૫૪ વર્ષ
કચ્છમાં ગામ:લક્ષ્મીપર (નેત્રા)
હાલ:તંજાવુર (તમિલનાડુ)



તારીખ:૨૬.૧૦.૨૦૨૧ મંગળવાર
સ્વ.દેવકીબેન રવજીભાઈ છાભૈયા
ઉંમર:૮૫ વર્ષ
કચ્છમાં ગામ:રાજપર (માંડવી)(સ્થાનિક)
અવસાન કારણ:કુદરતી, નૈસર્ગિક

પરમકૃપાળુ પરમાત્મા સદગતના દિવ્ય આત્માને પરમ શાંતિ અર્પે અજપ્રાથના શ્રી સમાજ ,સનાતન ધર્મ પત્રિકાની પ્રચાર પ્રસાર સમિતિ દ્વારા ભાવપૂર્ણશ્રદ્ધાંજલિ
ૐ શાંતિ શાંતિ શાંતિ...

ક્યારેક ક્યારેક મજબૂત હાથોથી પકડેલ આંગળી પણ છૂટી જાય છે કારણ કે સંબંધ તાકતથી નહીં દિલથી નિભાવવાના હોય છે

શ્રી લક્ષ્મીનારાયણ કેન્દ્રસ્થાન-સંસ્કારધામ, દેશલપર-કચ્છ
આજનું આચમન
આસો વદ ૬, વિ. સંવત ૨૦૭૭, બુધવાર, તા. ૨૭/૧૦/૨૦૨૧



## આજની ચિંતનકણિકા





INDIA છોડો, ભારત બોલો...(૨)

-----------------------------

આત્મગૌરવ અને રાષ્ટ્રગૌરવની ભૂમિકા ગઈ કાલે મૂકી હતી. આટલી ભૂમિકા પછી વ્યક્તિ અને રાષ્ટ્રના વિકાસમાં આત્મગૌરવ એ કેટલું મહત્ત્વનું છે એ સમજવું અઘરું નથી. પણ તો પછી મારા મનમાં અવારનવાર - વારંવાર એક પ્રશ્ન ઊઠ્યા કરે છે કે આપણા પ્રિય રાષ્ટ્ર ભારતને આપણે INDIA તરીકે કેમ ઓળખીએ છીએ કે ઓળખાવા ઇચ્છીએ છીએ ? આપણું ખરું નામ યદમયબ છે કે ભારત ? આપણું ગૌરવ INDIAN તરીકે ઓળખાવામાં છે કે ભારતીય તરીકે?

જેમ દરેક વ્યક્તિ પોતાના નામથી ઓળખાતી હોય છે તેમ દરેક રાષ્ટ્ર પણ પોતાના મૂળ નામથી જ ઓળખાવું જોઈએ. રાષ્ટ્રના મૂળ નામને બદલીને કોઈ બીજું જ નામ આપી દેવું અને એની મૂળ ઓળખ ભુલવાડી દેવી એ ષડયંત્ર સિવાય બીજું કંઈ જ ન હોઈ શકે. આપણે એટલા બધા નબળા કે નંખાઈ ગયેલા છીએ કે આપણે આવા

કોઈ કાવતરાનો ભોગ સરળતાથી બની જઈએ ?અરે ૧ કોઈ વ્યક્તિ પણ એનું નામ બદલીને કોઈ બોલાવે તો બોલતી નથી કે પ્રતિભાવ આપતી નથી. કોઈ રમેશને તમે રામાનુજમ્ કે રહીમ કહેશો તો એ સાંભળશે ખરો ?કોઈ સંગીતાને તમે સુલતાના કહેશો તો એ સાંભળશે ખરી ?

અરે, કોઈ કૂતરાને કે ઘોડાને પણ એને અપાયેલા નામથી જ બોલાવવો પડે છે. કારણ કે નામ એના વ્યક્તિત્વ સાથે જોડાઈ ગયું છે. વ્યક્તિ કે પશુને પણ જો નામ અને દેહનો સંબંધ સમજાતો હોય તો આપણા રાષ્ટ્રને એ સંબંધ કેમ ન સમજાય ? કે INDIA નામ અને રાષ્ટ્રદેહનો કોઈ સંબંધ જ નથી. એ તો અંગ્રેજોએ આપેલું...પાડેલું નામ છે. આ દેશની ફોઈ બનવાનો અધિકાર શું?

આપણે એમને આપ્યો છે? આપણી મૂળ ઓળખને આપણે ભૂલી જઈએ તો જ એમના બદ ઇરાદાઓ પાર પડેને? આપણે આપણી પ્રાચીનતાને, પ્રાચીન ગૌરવને, હજારો-લાખો વર્ષોના ઇતિહાસને અને આપણા મહાન પૂર્વજોને ભૂલી જઈએ તો જ એમના સકંજામાં આવીએ ને ? તો જ આપણે ગુલામ બની રહીને પણ આનંદ અનુભવીએ ને ? રાષ્ટ્રને અર્થાત્ આપણને એ સમજાતું જ નથી

મિશન અભિમન્યુ
શ્રી ઉમા એજ્યુકેશન એન્ડ ચેરીટેબલ ટ્રસ્ટ.
SUV International school.




કાર્યાલય :૫૦૧-૫૦૪,પાંચમો માળ,નરોડા બિઝનેસ હબ કોમ્પ્લેક્ષ,નરોડા દહેગામ રોડ,એસપી રિંગ રોડ પાસે,નરોડા અમદાવાદ- ૩૮૨૩૩૦ મોબાઈલ:૭૭૧૮૯૭૭૭૭૪